

# શ્રીભર્તૃહરિ રાજાનો વૈરાગ્ય.

શ્રી ૧૦૮ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમત્સ્વામિ માધવાનન્દ પૂજ્યપાદ શિષ્ય આંકલાવ ગામ નિવાસિ બ્રહ્મનિષ્ઠ રામશંકર નારાયણજી રાજવૈદ્યકૃત.

પ્રકાશકઃ—
છગનલાલ રેવાશંકર પાઠક.
શ્રી ચિદાનન્દ પુસ્તકાલયના વ્યવસ્થાપક.
મુ. આંકલાવ. જીલ્લે ખેડા.

પ્રથમાવૃત્તિ
પ્રત ૧૦૦૦.



સંવત ૧૯૮૪
મહાશિવરાત્રિ

કિંમત ૦-૧-૦ (એક આનો) પોષ્ટ ખર્ચ ૦-૦-૬



શાંતાકારં શિખરશયનં નીલકંઠં સુરેશં,
વિશ્વાધારં ગગનસદૃશં શુક્લવર્ણં શુભાંગમ્ :
ગૌરીકાન્તં ત્રિતયનયનં યોગિભિર્ધ્યાનગમ્યં,
વન્દે શંભું ભવભયહરં સર્વલોકૈકનાથમ્. ॥૧॥



श्रीगौरीशंकराभ्यां नमामि ॥

અથ—

# શ્રીભર્તૃહરિ રાજાનો વૈરાગ્ય.

---

કરી નમન શ્રીગુરૂદેવને, શ્રીશંકરને બહુવાર;
શ્રીભર્તૃહરિ વૈરાગ્યને, વર્ણવું કરી વિસ્તાર. ૧

## રાગ જંગલો.

સોમનાથે તપજ આદર્યું, ગયા શિવજીને ચરણજી;
ભોળારે શંભુજીને પૂજતાં, નાશે જન્મને મરણજી.
નમન કરોરે શિવ શંભુને.—૧
ગંગાતટે શિવ શોભતા, ગૌરીનાથ નન્દિનાથજી;
નિર્જન દેશમાં પૂજતો, એક વિપ્ર સોમનાથજી.......નમન૦ ૨
ઉગ્ર તપથી પ્રગટ્યા, ગંગાધર અવિનાશજી;
જટા ભસ્મથી શોભતા, તેજોમય પ્રકાશજી...........નમન૦ ૩
પ્રસન્ન વદનથી બોલીયા, માગ્ય વર સોમ વિપ્રજી;
આપ પ્રસન્નતાથી આપજો, રૂડું કહે છે તે વિપ્રજી....નમન૦ ૪

કૃપા દૃષ્ટિથી આપીયું, અમર ફળ એક હાથજી;
આ ફળ જે કોઈ ખાયછે, અમર થાશે કહે નાથજી....નમન૦ ૫
અંતરધ્યાન પ્રભુજી થયા, બ્રાહ્મણ વરદાન દેઈજી;
પ્રસન્ન થયો વિપ્ર ચિત્તમાં, શિવ શિવ નામ લેઈજી....નમન૦ ૬

* * * *

સોમનાથ ચિત્તમાં ચિંતવે, ફળ ખાધે ન સુખજી;
કલ્પકાલ સુધી વિપ્રને, ભિક્ષાવૃત્તિનુ દુઃખજી.
અમર કરૂંરે રાજા ભર્તૃહરિ.—૭
રાજા માળવાનો ભર્તૃહરિ, ન્યાયી છે પ્રજા પાલજી;
સુખ આપે સર્વ દેશને, જાણી પોતાનાં બાળજી......અમર૦ ૮
અમર થઈ રાજ્ય ભોગવે, સાધુ ગૌબ્રાહ્મણ પાળજી;
સર્વે પ્રજા સુખ પામશે, કોટિ કલ્પનો કાલજી.........અમર૦ ૯
શુભ ઈચ્છાથી આવીયો, વિપ્ર રાજદ્વાર માંહિજી;
રાજા સન્મુખ ફળ મૂકીને, દે આશિર્વાદ ત્યાંહિજી....અમર૦૧૦
અમર ફળ મ્હને આપીયું, અમર થાવા મહાદેવજી;
આપ રાજ્યને એ યોગ્ય છે, ભક્ષ કરજો છે મેવજી....અમર૦૧૧
પ્રસન્ન થઈ ધન આપીયું, વિપ્ર કરીયો પ્રસન્નજી:
વિપ્ર આનંદી સદા થયો, રાજા વિચારે મનજી.......અમર૦૧૨

* * * *

રાજા વિચારે છે મનમાં, રાણી અમર જો થાયજી;
અતિ આનંદથી વિષયો, ભોગી મન હરખાયજી.
અમર થાય પ્યારી પિંગલા.—૧૩
અમર ફળ તેને આપીયું, રાણી અમર કાજજી;
કુટીલા નારીને શરમ નહિં, મૂકે કુળની લાજજી......અમર૦૧૪

વ્યભિચારિણી રાણી છે, અશ્વપાલકની સાથજી;
કામાતુરને કુલ નથી, ઝાલે નીચનો હાથજી..........અમર૦૧૫
ખાસદાર સાથે પ્રીતિ કરી, મૂકી માળવાનો નાથજી;
રાણીએ ફળ ત્હેને આપીયું, હરામ પ્રિયતમ હાથજી...અમર૦૧૬

* * * *

દુરાચારીના ચિત્તનો, નહિં કરવો વિશ્વાસજી;
પાપ કર્મ નિત્ય ચિંતવે, સૌને આપે છે ત્રાસજી.

કુટીલ પાપી શું નવ કરે ?—૧૭

કુટીલ હૃદયની નારીને, લાજ શરમ ન કુળજી;
કામ કૂટિલતાનાં કરે, છેદે ત્રણ કુળ મૂળજી...........કુટીલ૦૧૮
જાર રાણી છે પિંગળા, રાજ્ય કિંકરની સાથજી;
વાત જાણે નહિં વિશ્વમાં, કેમ જાણે રાજ્ય નાથજી....કુટીલ૦૧૯
શાણો નીતિવાળો રાજાનો, ભ્રાતા વિક્રમ નામજી;
રાજ્ય વ્યવહારમાં કુશળો, કરે રૂડાં એ કામજી.......કુટીલ૦૨૦
ભર્ત્તૃહરિતણો બંધવો, લઘુ વિક્રમ સારજી;
રાજતંત્ર લેઈ હાથમાં, કરે કારજ અપારજી...........કુટીલ૦૨૧
નકટી રાણીએ વિચારીયું, જાણશે જો કર્મ પાપજી,
વિઘ્ન થશે મ્હારા સુખમાં, દુ:ખ આવે અમાપજી......કુટીલ૦૨૨
વિક્રમ દિયેર આ રાજ્યમાં, કર્ત્તા રાજ્ય વ્યવહારજી;
કાઢું મૂળ અહીંથી એમનું, માળવા રાજ્યની પારજી...કુટીલ૦૨૩
મનમાન્યો દુષ્ટા રાણીએ, વિક્રમપર મૂકયો દોષજી;
જ્યારે રાજા મહેલે આવીયા, ત્યારે કરીને રોષજી......કુટીલ૦૨૪
રાણી બોલી મર્મ વાકયથી, રાજા ભર્ત્તૃહરિ પાસજી;
બંધુ ત્હમારો આ દુષ્ટ છે, દે છે રણવાસે ત્રાસજી......કુટીલ૦૨૫

અંતઃપુરની લેવા લાજને, ઈચ્છા રાખે એ ભ્રાતજી;
ઘટે નહિ એમને દુષ્ટતા, લાજે ત્રણ કુળ માતજી......કુટીલ૦૨૬
રાણીનાં વચન સુણી કોપીયો, માળવ દેશનો રાજજી;
દૂત બોલાવીને મોકલ્યો, તિરસ્કારને કાજજી........કુટીલ૦૨૭
વિક્રમ પાસે જઈને કહો, કર્યાં કુડાં તેં કર્મજી;
મુખ જોવા નથી ઇચ્છતો, જાણ્યો સર્વ અધર્મજી....કુટીલ૦૨૮
માળવા રાજ્યની હદથી, નીકળી જાઓને પારજી;
દૂતનાં વચન સાંભળી, વિક્રમ થયા તૈયારજી..........કુટીલ૦૨૯
થરથર કંપે છે દેહડી, વિક્રમ મનમાં વિચારજી;
ભ્રાતૃ વચનને ધારવાં, મસ્તકપર જાણી સારજી........કુટીલ૦૩૦
રાજ્ય છોડીને નીકળ્યા, લઘુ વિક્રમ ભ્રાતજી;
ઈશ્વરઇચ્છાથી થાય છે, યોગ વિયોગની વાતજી.......કુટીલ૦૩૧

* * * *

દુર્મતિ અશ્વપાલક છે, જેને પિંગલા સહાયજી;
રાજાની રાણીને પરહરી, ત્હેનું ચિત્ત વેશ્યા પાયજી.
પ્રાણ પ્યારીને અમર કરૂં.—૩૨
અશ્વપાલકે આપીયું, અમર ફળ વેશ્યા નારજી;
વેશ્યા ફળ દેખી ચિંતવે, દેવલોકનું સારજી...........પ્રાણ૦૩૩

* * * *

અમર ખાઈને અમર થવું, કરવું વેશ્યાનું કામજી;
કોટિકલ્પે નહિ છુટિએ, પાપ કર્મનાં ધામજી.
અમર કરૂંરે રાજા ભર્તૃહરિ.—૩૪
ધર્મનીતિ શુભ લક્ષણો, ઈશ્વર તુલ્ય છે રાજજી;
ત્હેને ભેટ જઇ આપીયે, સર્વ સરશે કાજજી.........અમર૦૩૫

રાજદ્વારે વેશ્યા આવી છે, રાજા ભર્તૃહરિ પાસજી;
મૂકી અમર ફળ વિનવે, પામો અમર નિવાસજી......અમર૦૩૬
ફળ દેખીને રાજા ચિન્તવે, મન આશ્ચર્ય આણીજી;
અમર ફળ છે આ માહરૂં, ખાવા આપેલું રાણીજી.....અમર૦૩૭
વેશ્યાને રાજાએ પૂછીયું, ક્યાંથી લાવી ફળ નારજી;
સત્ય વાણી ત્હમે બોલજો, આપું ધન અપારજી.......અમર૦૩૮
વેશ્યા બોલી નર નાથજી, અશ્વપાલકે આપ્યુંજી;
વેશ્યાને ધનજ આપીયું, દુ:ખ સર્વ ત્યાં કાપ્યુંજી......અમર૦૩૯

* * * *

રાજા પૂછે અશ્વપાળને, સત્ય બોલો વૃત્તાંતજી;
દાસ હાથ જોડી બોલીઓ, ક્ષમા કરો પૃથ્વી કાંતજી.
હવેરે ત્યાગું રાણી પિંગળા.—૪૦

ફળ રાણીએ આપીયું, મુજને ખાવાને રાજજી;
ખાધું નહિં મેં અર્પિયું, વેશ્યા સુખને કાજજી.........હવેરે૦૪૧
ફળ લેઈ અંત:પુરમાં, રાજા જાય રાણી પાસજી;
પૂછે રાણીને ધૈર્યથી, ફળનો સ્વાદ, કરી હાસ્યજી......હવેરે૦૪૨
પિંગળા કહે છે નાથજી, મુખે કહ્યો નવ જાયજી;
અમર ફળ તો અમર કરે, લાગું વારંવાર પાયજી ....હવેરે૦૪૩
રાજાજી વિસ્મય પામીયા, નાર જૂઠી કુટીલજી;
ફળ દેખાડીને બોલીયા, લેશ નવ કરી ઢીલજી.........હવેરે૦૪૪
ભયભીત રાણી થઇ ગઈ, બેઉ કર જોડીને સાથજી;
ચિત્રસમ જડ થઇ રહી, નિરખે સન્મુખ નાથજી. હવેરે૦૪૫

* * * *

રાજાને વૈરાગ્ય ઉપજ્યો, મિથ્યા વિષય સંસારજી;
સ્ત્રી પુત્રધન ગૃહ કોઇ નથી, સગાં સ્નેહી વ્યવહારજી.

હવે વિશ્વનાથ ચિન્તવું.—૪૬

સર્વે સગાં છે સ્વારથિયાં, બન્ધન બેડી સમાનજી:
શત્રુસમ દુઃખ આપતાં, લૂંટે આતમ જ્ઞાનજી..........હવે૦૪૭
ધિક્ક વેશ્યા ધિક્ક મુજને, અશ્વપાલક ધિક્કારજી:
ધિક્ક દુષ્ટ રાણી તુજને, ધિક્ક કામ વિકારજી..........હવે૦૪૮
નારી તજી રાજા ચાલીયો, ગુરૂ ગોરખની પાસજી;
ભેખ દ્યોને ગુરૂનાથજી, નથી વિષયોની આશજી..........હવે૦૪૯
એવું બોલ્યા માળવરાયજી, ગુરૂને કરી પ્રણામજી;
આપ શરણુ હું આવીયો, જાણી મોક્ષનુ ધામજી..........હવે૦૫૦
ગુરૂ કહે રાજા ભર્તૃહરિ, રાજ્ય ભોગવો સુખજી;
પ્રજા પાળો, સ્વર્ગ પામશો, તજશો મનનાં દુઃખજી....હવે૦૫૧
ફરી ફરી રાજા વિનવે, દીક્ષા આપો શ્રીનાથજી;
રાજ્યપાટ સુખ પરહર્યાં, નહિં આવ કોઇ સાથજી......હવે૦૫૨
ગુરૂ કહે રાજા સાંભળો, જાઓ રાણીઓની પાસજી;
મૈયા કહી ભિક્ષા માગજો, પછી ગુરૂ ચરણે વાસજી.....હવે૦૫૩
રાજા આજ્ઞા લેઇ ચાલીયો, રાજ્યદ્વારની માંહિંજી;
ભિક્ષા લેવા રાજા આવીયો, રાણી પિંગળાને ત્યાંહિજી...હવે૦૫૪:
ઝોળી હાથમાં લેઇને, આવ્યા ભર્તૃહરિ રાયજી;
ચિત્ત મુખ પ્રસન્ન છે, જેને હરિ ગુરૂ સહાયજી..........હવે૦૫૫

* ભર્તૃહરિ બોલ્યાઃ— *

દ્વારે આવી રાજા બોલીયા, ભિક્ષા દ્યોને મ્હને માતજી;
આતમ સુખને કારણે, છોડી રાજ્યપાટ વાતજી.

ભિક્ષા દેને મૈયા પિંગળા.—૫૬

* પિંગળા બોલી:— *

ધિક્ક દાસ ધિક્ક મુજને, તજ્યા કુળના વિચારજી;
જેણે ભૂલાવી મ્હને સત્યથી, કામદેવને ધિક્કારજી.
ભેખરે ઉતારો રાજા ભર્તૃહરિ.—૫૭
દાસી જાણી ક્ષમા કીજીએ, રાજા ! હું રંક જાતજી;
અજ્ઞાની નારી જાણજો, લજવ્યાં માતને તાતજી……ભેખરે૦૫૮
અન્ય વખત આવું નહિં કરૂં, સ્વામીનાથ મહારાજજી;
દયારે કરો રાજા વિનવું, લાગું પાય શિરતાજજી…..ભેખરે૦૫૯

* ભર્તૃહરિ બોલ્યા:— *

કપટી રાણી દુષ્ટ પિંગળા, બોલો વિચારી મનજી;
રાજપાટ તુજ કારણે, તજ્યું કહું છું વચનજી.
ભિક્ષા દેને મૈયા પિંગળા.—૬૦
રાજા રાણી ખોટું રાજ્ય છે, મિથ્યા સરવ સંસારજી;
એકાએકી વન વિચરૂં, કરવા આતમ ઉદ્ધારજી………ભિક્ષા૦૬૧
અલખ જગાવું આ વિશ્વમાં, ગુરૂ ચરણનું ધ્યાનજી;
સચ્ચિદાનન્દને ચિન્તવું, ગંગા જળ કરૂં પાનજી……ભિક્ષા૦૬૨

* પિંગળા બોલી:— *

વસીએ રાજાજી મેહેલમાં, વિનતી સૂણો દાસીનાથજી;
રસોઇ કરૂં આપ કારણે, જમતા જાઓ યોગીનાથજી.
ભેખરે ઉતારો રાજા ભર્તૃહરિ.—૬૩
ક્ષીરપુરી ક્ષણ એકમાં, તાતી મીઠી શ્રીનાથજી;
નીપજાવું જમવા આપને, જમીએ આપણે સાથજી. ભેખરે૦૬૪
ગુમમઠી રંગ મેહેલમાં, કરી રાખું હું વાસજી;

જાણે નહિં કોઈ વિશ્વમાં, તેમ કરીશું વિલાસજી......ભેખરે૦૬૫
ગુપ્તમઢીમાં વાસ કીજીએ, શાણા પ્યારા શ્રીનાથજી;
જેમરે જાણે નહીં લોકમાં, રહીશું આપણે સાથજી... ભેખરે૦૬૬

* ભર્તૃહરિ બોલ્યા:— *

રાણી ! મહેલ મઢી શું કરૂં, નથી ભોગની આશજી;
ગુપ્ત નિવાસ નથી જોયતો, કેવો ગુપ્ત નિવાસજી,
ભિક્ષા દેને મૈયા પિંગળા.—૬૭
ક્ષીર ભોજન મૈયા શું કરૂં, ટુકડા માગવા નિત્યજી;
તન પુષ્ટિ નથી જોયતી, પ્રભુ ચરણમાં ચિત્તજી......ભિક્ષા૦૬૮
જંગલવાસી યોગી હમે, ગ્રામ નગર ન વાસજી;
વિષ વેલીથી અળગો રહું, દેખું નારીનો ત્રાસજી.....ભિક્ષા૦૬૯

* પિંગળા બોલી:— *

પ્યારા ! શું બોલો વિચક્ષણા, મ્હારા પ્રાણ આધારજી;
જોગણ થઇને સાથે ફરૂં, નવ તરછોડો નારજી;
ભેખરે ઉતારો રાજા ભર્તૃહરિ.—૭૦
ભગવાં દેખી સ્વામીનાથજી, દિલ દાવાનલ થાયજી;
આઇ ન કહો મ્હારા કંથજી, દેહમાં લાગે છે લાયજી...ભેખરે૦૭૧

* ભર્તૃહરિ બોલ્યા:— *

ઝાઝું કહેશો નહિં પિંગળા, મિથ્યા ત્હમારા વિચારજી;
સાધુરે જેવો મ્હારો બન્ધવો, માર્યો વચનનો મારજી.
રાણી ! હવે રાજ્ય હું શું કરૂં ?—૭૨
મ્હારો લઘુ બંધવ વિક્રમ, સૂર્યસમ શુદ્ધ આપજી;
કૂડું કલંક પાપી પિંગળા, તેં મૂકાવ્યું અમાપજી......રાણી૦૭૩

*                    પિંગળા બોલી:—                    *

રાજાજી હવે મ્હારી દેહડી, નિશ્ચય થઇ છે અંગારજી;
કામી પાપી અંધી પિંગળા, શબને મારો ન મારજી.
ભેખરે ઉતારો રાજા ભર્તૃહરિ —૭૪
પૂર્વ કર્મોના પાપથી, નિર્લજ થઇ વાળ્યો દાટજી;
વાંકી વિધાતા મ્હને ભૂલવે, લખિયા લેખ લલાટજી...ભેખરે૦૭૫
ક્ષમા કરો પૃથ્વીનાથજી, લાજ્યાં મ્હારાં માત ને તાતજી:
પ્રાયશ્ચિત્ત હવે હું શું કરૂં, માગ આપો ધરણીમાતજી...ભેખરે૦૭૬

*                    ભર્તૃહરિ બોલ્યાઃ—                    *

ભ્રાતા મ્હારા પ્રિય વિક્રમ, નવ કર્યો મેં વિચારજી:
આરે દુષ્ટ ત્રિયા તંત્રથી, ત્હારો કર્યો તિરસ્કારજી.
યોગરે લીધે જખમ નહિં મટે.—૭૭
બંધુરે ભૂલ મેં મ્હોટી કરી, સાહસ કરીયું મેં કાજજી;
અંતર બળે છે વિયોગથી, ભાઇ કરવું શું આજજી....યોગરે૦૭૮
બન્ધુરે મ્હારા લઘવા વિક્રમ, સર્વ ભૂલજે તું ભ્રાતજી:
ઘણોરે આપ્યો દોષ તુજને, કોને કહું હવે વાતજી....યોગરે૦૭૯
રોષ રાખીશ નહિં બન્ધવા, કહું છું હું વારંવારજી;
નારી રાજ્ય સરવે ત્યાગીયાં, જાણ્યું સરવે અસારજી...યોગરે૦૮૦
યોગીરે ભાઇ ત્હારો ભર્તૃહરિ, દુ:ખી થાય મન નિત્યજી;
ત્હારારે વિયોગે સુખ નહિં, કરૂં કોણ સાથે પ્રિત્યજી...યોગરે૦૮૧

*                    પિંગળા બોલી:—                    *

રાજાજી રાણી ત્રણુસો આપની, દોષ દેશે મહારાજજી;
એકને કારણ એને નવતજો, પિંગળા પાપિણી કાજજી.
ભેખરે ઉતારો રાજા ભર્તૃહરિ૦૮૨

આંખે આંસુડાં ચાલીયાં, થરથર કંપતી નારીજી;
મનમાં વિચારે છે દુઃખને, સુખની દેખે ન બારીજી...ભેખરે૦૮૩

*  ભર્તૃહરિ બોલ્યાઃ—  *

રાણી છોડો ત્હમે મોહને, સત્સંગ કરોને પ્રીતેજી;
અન્તર્યામિને ઓળખો, ધરી ધ્યાન એક ચિત્તેજી.
ભિક્ષા દેન મૈયા પિંગળા.—૮૪
સાચો નથી રાણી પિંગળા ! સંસાર સ્વપ્ન સમાનજી;
સમજી મિથ્યા જાણ્ય મનથી, કર પ્રભુરસ પાનજી.....ભિક્ષા૦૮૫
દેતી હોય તો દે મ્હને, ભિક્ષા પિંગળા માતજી;
નહિંતો ગૃહ ત્યાગી ચાલીશું, બીજે ઘેર ભિક્ષાવાતજી...ભિક્ષા૦૮૬
મ્હારા ગુરૂજી રોષે થશે, ઠપકો દેશે તે આજજી;
ઘણી વાર તેં રોકીયો, છોડ મમતાનાં કાજજી.........ભિક્ષા૦૮૭
ગંગા કાશી નિર્મળ તીર્થમાં, ન્હાવો કરો સત્સંગજી;
ખાઓ પીવો ધન વાવરો, થાય દુઃખનો ભંગજી......ભિક્ષા૦૮૮
રાજ સુખ માયા પરહરી, વસી રાજ્યદ્વાર માંહિંજી;
પ્રભુ ભજીને ઉદ્ધરશો, સદાચાર પાળી ત્યાંહિં.જી......ભિક્ષા૦૮૯
જીવ પરમાત્મા એક છે, સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારજી;
ગુરૂ ઉપદેશથી જાણુશો, અદ્વૈત ચૈતન્ય સારજી.......ભિક્ષા૦૯૦
સત્ ચિદ્આનન્દ તાહ્મરૂં, સ્વરૂપ નિશ્ચય જાણુજી;
વાસના જાળથી જીવપણું, થયું વેદ પ્રમાણુજી.........ભિક્ષા૦૯૧
અવિદ્યા વાસના તોડીને, માયા મૂળ કરો છેદજી;
સ્વાત્મસ્વરૂપ પ્રકટ થશે, ગુરૂ ગમનો એ ભેદજી......ભિક્ષા૦૯૨
ઘટાકાશ મઠાકાશને, મહાકાશ સ્વરૂપજી;
ઉપાધિ ભેદથી આકાશનાં, થયાં જૂજવાં રૂપજી.......ભિક્ષા૦૯૩

જીવ ઇશ્વર બ્રહ્મ તેમ છે, અવિદ્યા માયાનાં કામજી;
બ્રહ્મ શુદ્ધ અવિનાશી છે, કૈવલ્ય મુક્તિનું ધામજી. ભિક્ષા૦૯૪
તે પદ પામવા સેવજો, જીવન્મુક્ત શ્રીદેવજી;
બ્રહ્મનિષ્ઠ બ્રહ્મ રૂપના, શ્રોત્રિય ગુરૂ દેવજી............ભિક્ષા૦૯૫
કૃપાસાગર ગુરૂનાથજી, કૃપા કરી ઝાલે હાથજી;
સ્વામી શ્રીગુરૂની દયા થકી, મળે અવિચળ નાથજી...ભિક્ષા૦૯૬
ગુરૂ બ્રહ્મા ગુરૂ વિષ્ણુ છે, ગુરૂ શિવ અનૂપજી;
ગુરૂ પરં બ્રહ્મદેવ છે, સર્વ દેવના ભૂપજી..............ભિક્ષા૦૯૭
દયા કરી જ્ઞાન આપશે, કરશે પરમ પાવનજી;
મમતા છોડી જગત જાળની, અરપો તન મન ધનજી...ભિક્ષા૦૯૮
ગુરૂ મંત્ર ગુરૂ નામનો, શ્રદ્ધા ભક્તિથી જાપજી;
કરશો, સદા ધ્યાન ચિત્તમાં, ફળ પામો અમાપજી.....ભિક્ષા૦૯૯

* * * *

ભિક્ષા ભોજન રાણીએ આપીયું, પ્રેમે કરીને પ્રણામજી;
આંખે અશ્રુધારા પ્રેમની, વહે, ભજે શિવ નામજી.
જય જય જય સ્વામીનાથજી.—૧૦૦

* * * *

ભિક્ષા લેઇ રાજા આવીયો, ગુરૂ શરણુ નિરધારજી;
ઝોળી મૂકી ગુરૂચરણમાં, પ્રણામ કરે વારંવારજી.
જય જય ગુરૂજી શ્રીનાથજી.—૧૦૧
પ્રસન્ન થયા ગુરૂદેવજી, આપ્યો ગુરૂ મંત્ર રાજજી;
દીક્ષા આપી ભેખ આપીયો, આતમ સુખને કાજજી...જય૦૧૦૨
અખંડ આનંદમાં મ્હાલીયા, રાજા ભર્ત્તૃહરિ યોગીજી;
જીવન્મુક્ત થઇ વિશ્વમાં, વિચરે અમૃત ભોગીજી.....જય૦૧૦૩

મમતા છોડી નિત્ય નાથનું, ધ્યાન ધરશે જે જીવજી;
શ્રીગુરૂદેવના પ્રસાદથી, થાશે અદ્વૈત શિવજી.....જય જય૦૧૦૪
એક અખંડિત આતમા, અખિલ ભુવન આધારજી;
સચ્ચિદાનંદ ગુરૂ શિવજી, જળ હળ જ્યોતિ અપારજી...જય૦૧૦૫

* * * *

જગદ્ગુરૂ પરમ પૂજ્ય શ્રી, સ્વામી શંકરાચાર્યજી;
વંદન કરૂં તેમના ચરણને, કરવા મુક્તિનાં કાર્યજી.
જય જય ગુરૂજી શ્રીદેવજી.—૧૦૬
જગદ્ગુરૂજીના વંશમાં, જન્મેલા બ્રહ્મવિદ્જી;
કનક કાંતાના ત્યાગી થયા, નિષ્કામી ઇન્દ્રિજિતજી.....જય૦૧૦૭
એવા શ્રીગુરૂ માધવાનંદના, ચરણકમળનો દાસજી;
કહે રામશંકર વિપ્ર આ. અર્પે ગુરૂચરણ પાસજી......જય૦૧૦૮
કર્યો શ્રીગુરૂની કૃપા થકી, વૈરાગ્ય ભર્તૃહરિ રાજજી;
જે જન વાંચશે સમજીને, તેનાં સરશે સૌ કાજજી....જયજય૦૧૦૯
સમજી શ્રવણ કરે જંગલો, મનન કરશે જો નિત્યજી;
સદ્ગુરૂજીની કૃપા થશે, થાશે પ્રભુ સાથે પ્રિત્યજી......જય૦૧૧૦
સ્વધર્મનિષ્ઠ થઈ સત્સંગ, કરજો, ઝાલે પ્રભુ હાથજી;
**રામશંકર** કહે છે બોલજો, જયજય શ્રીગુરૂનાથજી....જય૦૧૧૧
સંવત ઓગણિસો બાવનો, મહાશિવરાત્રીમાસજી;
કર્યો રાજાના વૈરાગ્યને, કરી **આંકલાવ** વાસજી;
જય જય ગુરૂજી શ્રીદેવજી;—૧૧૨

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ।।

ઇતિ શ્રીભર્તૃહરિ. રાજાનો વૈરાગ્ય સંપૂર્ણ.



# જાહેર ખબર.

વાંચો વાંચો મ્હોટો લાભ વાંચો !!

આ પુસ્તક મળવાનું ઠેકાણું.

પુરૂષોત્તમદાસ મકનદાસ ઠક્કર.

મુ. રાસ. તાબે બોરસદ. જીલ્લે ખેડા.

હલસુખરામ દામોદરદાસ દવે.

મુ. કંથારીયા. સ્ટેશન વાસદ. જીલ્લે ખેડા.

છગનલાલ રેવાશંકર પાઠક.

મુ. આંકલાવ. જીલ્લે ખેડા.

આ પુસ્તકની એક આનો કિંમત અને અર્ધો આનો પોષ્ટ ખર્ચ મોકલનારને પુસ્તક બુક પોષ્ટથી મોકલવામાં આવશે. પાંચ પુસ્તક મંગાવનારને પોષ્ટ ખર્ચ માફ, દશ પુસ્તક સામટાં મંગાવનારને એક પુસ્તક અધિક અને પોષ્ટ ખર્ચ માફ, સો પુસ્તકો એકઠાં મંગાવનારને રૂ. ૫—૦—૦ (પાંચ રૂપિયા)માં મળશે, અને પોષ્ટ ખર્ચ અલગ આપવું પડશે.

પત્ર વ્યવહાર નીચેના શીરનામે કરવો.

છગનલાલ રેવાશંકર પાઠક.

મુ. આંકલાવ. જીલ્લે ખેડા.



શાન્તાકારં ભુજગશયનં પદ્મનાભં સુરેશં,
વિશ્વાધારં ગગનસદશં મેઘવર્ણં શુભાંગમ્;
લક્ષ્મીકાન્તં કમલનયનં યોગિભિર્ધ્યાનગમ્યં,
વન્દે વિષ્ણું ભવભયહરં સર્વલોકૈકનાથમ્. ॥૧॥

શાન્તિવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં ઈશ્વરલાલ કેશવલાલ અને
માણેકલાલ માધવજીએ છાપ્યો. ઢીંકવા ચોકી—અમદાવાદ.